### ઝરતીક આવેલી આંખના અભિષ્યંદો માટે વિધી.

वाताभिष्यंदशांत्यर्थं स्निग्धोष्णा पिंडिका भवेत् ॥

આંખે સંપૂર્ણ અભિષ્યંદ રોગ માટે, જે ઓષડોનો ઉપયોગ લખેલા હોય; તેને ગર્મ પાણીમાં વાટી તેનાવડા જેવી થેપલી કરી, આંખે બાંધવી; પણ વાયુંસંબંધી અભિષ્યંદ માટે, તેમાં ચીકણીવસ્તું મેળવીને બાંધવું.

### વાયુ અને પિત્તાભિષ્યંદઉપર પિંડી.

एरंडपत्रमूलत्वक् निर्मिता वातनाशिनी ॥ १७६ ॥ पित्ताभिष्यंद-नाशाय धात्री पिंडी सूखावहा ॥

સૂરતી એરંડયાના પાત્રાં, મૂળ, અને છાલ; ત્રણે એકઠા ગર્મપાણીમાં વાટીને થેપલી આંખઉપર બાંધેથી, વાયુ સંબંધી આંખોનો રોગ દૂર થાય; અને આંમળાની ચટણી ગર્મપાણીમાં વાટીને આંખો ઉપર બાંધેથી પિત્તસંબંધી રોગ દૂર થાય.

### પિત્તાભિષ્યંદઉપર બીજીરીતે પિંડી.

महानिंबफलोद्भूता पिंडी पित्तविनाशिनी ॥ १७७ ॥

બકાણ લિંબડાના ફળ; ગર્મ પાણીમાં ઝીણા વાટીને, થેપલી આંખોઉપર બાંધેથી ઉપળો રોગ દૂર થાય.

### શ્લેષ્મા ભિષ્યંદ રોગ ઉપર પિંડી.

शिग्रुपत्रकृता पिंडी श्लेष्माभिष्पंद नाशिनी ॥

શેકટાના પાંત્રાને ગર્મપાણીમાં ઝીણા વાટી, આંખઉપર થેપલી મુકેથી; કફાભિષ્યંદ રોગ દૂર થાય.

### કફપિત્તા ભિષ્યંદાદિ રોગોઉપર પિંડી.

निंबपत्रकृता पिंडी श्लेष्मपित्तहरा भवेत् ॥ १७८ ॥ त्रिफला पिंडीका मोक्ता नाशने श्लेष्मपित्तयोः ॥

કડવા લિંબડાના પાંત્રાને ગર્મપાણીમાં ઝીણું વાટીને; અથવા હરડે, બેહેડા, આંમળા ત્રણેને ગર્મપાણીમાં ઝીણું વાટીને; આંખઉપર થેપલી બાંધેથી ઉપલો રોગ દૂર થાય.

### રક્તભિષ્યંદાદી રોગોઉપર પિંડી.

पिष्टा कांजिकतोयेन घृतभृष्टा च पिंडीका ॥ ९७९ ॥ लोध्रस्य हरतिक्षिप्र मभिष्यंदमसृग्दरम् ॥

ઝાડા બંધ થવાને હાળના અધ્યાયમાં લખેલી કાઝી છે; તેમાં લોધરને ઝીણું વાટી, ઘીમાં તળીને થેપલી આંખોઉપર બાંધેથી રોગ દૂર થાય.

### સોજો, ખજવાલ ઇત્યાદિક ઉપર પિંડી.

शूंठी निंबदलैः पिंडी सुखोष्णा स्वल्पसैंधवा ॥ ९८० ॥ धार्या च क्षूषि संयोगाच्छोथकंडूव्यथापहा ॥

સૂંઠ અને લિંબડાના પાંત્રાને એકઠા ઝીણા વાટી, તેમાં થોડુંક સિંધાલૂણ મેળવી આંખઉપર, થેપલી બાંધેથી ઉપલા રોગ દૂર થાય.

### આંખમાં અંજન અને પાપણો બહાર લેપની વિધી.

विडालको बहिर्लेपो नेत्रपक्ष्मविवर्जितः ॥ ९८१ ॥ तस्य मात्रा परिज्ञेया मुखलेपविधानवत् ॥

આંખના ડોલા બહારની એટલે પાપણની ચામડી ઉપર લેપ કરવો; તેને વિડાલક કહેછે. મુખ લેપોની વિધી અગાઊ લખેલી છે, તેપ્રમાણે આંખ ઉપર લેપોની માત્રાની વિધી કરવી.

### આંખના સર્વે નેત્ર રોગોઉપર લેપ.

यष्टी गैरिक सिंधूत्थ दार्वी तार्क्ष्यैः समांशकैः ॥ ९८२ ॥ जलपिष्टैर्बहिर्लेपः सर्व नेत्रामयापहः ॥

જેઠીમધ, ગેરૂ, સિંધાલૂણ, દારૂહલદ, કલખાપરી; એ પાંચ ઓષડો સરખે વજને ગર્મપાણીમાં ઝીણું વાટી, આંખોના પાપણની ચામડીને બહારથી લેપ કરે તો, આવેલી આંખોનો તથા સર્વે રોગ દૂર થાય.

### બીજી રીતે છ પ્રકારે જુદા જુદા લેપો.

रसांजनेन वा लेपः पथ्याविश्वदलैरपि ॥ ९८३ ॥ कुमारिकाग्निपत्रैर्वा दाडिमीपल्लवैरपि ॥ वचा हरिद्रा विश्वैर्वा तथा नागरगैरिकैः॥

૧ દારૂહલદને બકરીના દુધમાં, ઉકાળી માવો કરવો તે રસાંજન; તેને ગર્મપાણીમાં કાલવીને લેપ કરવો. ૨ હરડે, સુંઠ, તમાલપત્ર, ત્રણે ઓષડો ગર્મપાણીમાં વાટીને લેપ કરવો. ૩ કુવારનો ગર અને ચિત્રકના પાંત્રા બેહું વાટીને લેપ કરવો. ૪ ઘોડાવજ, હલદ, સુંઠ, ત્રણ ઓષડોને ગર્મપાણીમાં વાટીને લેપ કરવો. ૫ દાડમના પાંત્રા વાટીને લેપ કરવો. ૬ સૂંઠ, અને ગેરૂ બેહુને પાણીમાં વાટીને લેપ કરવો. એવીરીતે છ પ્રકારે લેપ કરેથી, આવેલી આંખોનો તથા સર્વે પ્રકારનો રોગ દૂર થાય.

### ત્રીજી રીતે અંજન અને લેપ.

दग्ध्वाऽग्नौ सैंधवं लोध्रं मधूच्छिष्टयुते घृते ॥ पिष्टमंजनलेपाभ्यां सद्यो नेत्ररुजापहम् ॥ ९८९ ॥

સિંધાલૂણ, લોધર; બેહું ઓષડોને અગ્નિઉપર સેકી, ઝીણું ખલીને કપડછાંડ કરવું; તેમાં મીણ તથા ઘી કાલવી અંજન કરેથી; અથવા પાપણની બહારની ચામડીને લેપ કરેથી, આંખોની સર્વે વેદના તૂર્ત દૂર થાય.

### ચોથી રીતે લેપ.

लोहस्य पात्रे संघृष्टो रसो निंबूफलोद्भवः ॥ किंचिद्घनोबहिर्लेपान्नेत्रबाधां व्यपोहति ॥ ९८६ ॥

લોહડાના વાસણમાં લીંબુનો રસ નાખી, લોહડાના દસ્તાથી ધુટવું; તે રસ ધુટતા જાડો થાય એટલે, આંખોના, પાપણ બહારની ચામડીને લેપ કરેથી, નેત્રસંબંધી સર્વે રોગ દૂર થાય.

### આંખના સફેદ ડોલાને અર્મ રોગ ઉપર લેપ.

संचूर्ण्य मरिचं केशराजस्वरसमर्दनात् ॥ लेपनादर्मणां नाशं करोत्येष प्रयोगराट् ॥ ९८७ ॥

મરી, કેશરાજ અથવા ભાગરાકે બીખલાના રસમાં વાટીને; આંખના પાપણ બહાર લેપ કરેથી, આંખના સફેદ ડોલા ઉપર થયેલો લોહીનો રોગ, અથવા આવેલા આંખનો અર્મરોગ ઈત્યાદિક દૂર થાય.

## આંખના ડોલાઉપરની ચામડીને થતી આંજણીનો ઉપાય.

स्विन्नां भित्वा विनिष्पीड्य भिन्नमंजननामिकाम् ॥ शिलैलानतसिंधूत्थैः सक्षौद्रैः प्रतिसारयेत् ॥ ९८८ ॥

આંખના પાપણની ધારને આંજણી થાયછે, તે ફોડીને પોતાના પરસેવા સાથે મસળી નિચવી કાઢવી; તેઉપર મનશીલ, એલચી, તગર, સિંધાલૂણ; ચારેનું ચૂર્ણ મધમાં કાલવીને ઉપર મસળવું.

## આંખોની તૃપ્તી થવાને તર્પણનો ઉપાય.

अथ तर्पणकं वच्मि नेत्रतृप्तिकरं परम् ॥ यद्रुक्षं परिशुष्कं च नेत्रं कुटिलमाविलम् ॥ ९८९ ॥ शीर्णपक्ष्मशिरोत्पातकृच्छ्रोन्मीलनसंयुतम् ॥ तिमिरार्जुनशुक्राद्यैरभिष्यंदाधिमंथकैः ॥ ९९० ॥ शुक्राक्षिपाकशोथाभ्यां युक्तं वातविपर्ययैः ॥ तन्नेत्रं तर्पणे योज्यं नेत्रकर्मविशारदैः ॥ ९९१ ॥

આંખને થતા રોગમાં; રૂક્ષપણું, શુષ્કપણું, વાંકી થવાનો, ખગડેલી, ચીપડા ભરેલી; એટલા રોગોને તૃપ્તિનો પ્રયોગ કરેથી દૂર થાય આંખના પાપણના બાલ ખરી પડતા હોય, શીરોત્પાત નામે આંખના ડોલાની નસો લાલ થવાના તેર પ્રકારનો રોગ, કૃચ્છ્રોન્મીલનરોગ, તિમિરરોગ, અર્જુનરોગ, ફુલા પડવાનો રોગ, આવેલી આંખનો અભિષ્યંદરોગ, ડોલા દુઃખવાનો રોગથી અર્ધું મસ્તકપણ દુઃખે, શુક્રાક્ષિપાક, સોજો, વાતવિપર્યય રોગ, એટલા આંખના રોગીનેમાટે તર્પણવિધિ એટલે તૃપ્તિકર્તા ઓષડોનો ઉપયોગ કરવો.

## તૃપ્તી કરવાને નહી લાયેક રોગી અને તેનો વખત.

दुर्दिनात्युष्णशीतेषु चिंतायासभ्रमेषु च ॥ अशांतोपद्रवे चाक्ष्णि तर्पणं न प्रशस्यते ॥ ९९२ ॥

વાદલા ઘેરાયેલી વખતે, અતિ થંડી અને ગર્મીના વખતે, શરીરે ચિંતા, ઘણી મેહનત કરેથી, મસ્તકે ભ્રમ થયેલાને, ડોલાને શૂળાદિક ઉપદ્રવ; એટલા રોગીને તર્પણવિધીનો ઉપયોગ કરવો નહી.

## તર્પણની વિધી.

घातातपरजो हीने देशे चोत्तानशायिनः ॥ आधारौ माषचूर्णेन क्लिन्नेन परिमंडलौ ॥ ९९३ ॥ समौ दृढावसंबाधौ कर्तव्यौ नेत्रकोशयोः ॥ पूरयेद्घृतमंडेन विलीनेन सुखोदकैः ॥ ९९४ ॥ अथ वा शतधौतेन सर्पिषा क्षीरजेन वा ॥ निमग्नान्यक्षिपक्ष्माणि यावत्स्युस्तावदेवहि ॥ ९९५ ॥ पूरयेन्मीलिते नेत्रे तत उन्मीलयेच्छनैः ॥

અતિ પવન ફુકાતો, ગર્મી, ધૂળ ઉડતી ન હોય, તેવી જગ્યાએ રોગીને ચત્તો સુવાડી, અડદનો લોટ ભીંજવી તેની આંખોની આજુબાજુએ, લોટની ફરતી મજબુત બે આંગળ ઉચ્ચી પાળ બાંધવી; પછી રોગીની આંખો બંધ કરાવી, તેઉપર ઘી, કાંજી; અથવા ઘી અને હુફાયલું પાણી અગર એકસો પાણીએ ધોયલું ઘી અથવા હુફ ભરેલું દૂધ, એટલા પદાર્થમાંથી હરયેકની ધાર, આંખઉપર બાંધેલી પાળમાં તર્પણ પ્રયોગ એટલા સુધી કરવો કે તેમાં આંખો બુડેલી રાખવી. પછી રોગીપાસેથી હલકે હલકે તેની આંખો ઉઘાડવિંચ કરાવવી.

## તર્પણમાત્રાનું વજન.

धारयेद्वर्त्मरोगेषु वाङ्मात्राणां शतं बुधः ॥ ९९६ ॥ स्वेच्छे कफे संधिरोगे मात्रा पंचशतं हितम् ॥ शुक्ले च षट्शतं कृष्णरोगे सप्तशतं मतम् ॥९९७॥ दृष्टिरोगे त्वष्टशतमधिमंथे सहस्रकम् ॥ सहस्रं वातरोगेषु धार्यमेवं हि तर्पणम् ॥ ९९८ ॥

આંખોની પાપણમાં થતો રોગ હોય તો, આંખઉપર એકસો વાનમાત્રાસુધી, તર્પણપ્રયોગ ઉપર લખેલી રીતે કરવો. કફનો એખેલો કોપ અથવા આંખની સાંધમાં, થયેલો રોગ હોય તો પાંચસો માત્રા; ડોલાની સફેદ જગ્યામાં થયેલા રોગને છસો માત્રા; ડોલાવચ્ચેના કાળા ભાગમાં થયેલા રોગને સાતસો; આંખની કીકીમાં થયેલાં રોગને આઠસો; આંખના ડોલાને થતિ વેદનાથી અર્ધું મસ્તક દુખવાના અધિમંથ રોગ, વાયુરોગ આંખને હોય તો એકેક હજાર માત્રા; એવી રીતે વાનમાત્રાનો પ્રયોગ કરેથી, આંખોને તૃપ્તી થઈ ઉપલા રોગ દૂર થાય.

### તર્પણવિધી સ્નેહાદિક કર્તા, કફનું બળ વધેથી ઉપાય.

स्विन्नेन यवपिष्टेन स्नेहवीर्येरितं ततः ॥ यथा स्वं धूमपानेन कफमस्य विशोधयेत् ॥ ५९९ ॥

તર્પણના સ્નેહ વીર્યથી કફકોપ, ઉત્પન્ન થયેલો હોય તો, જવ ભીંજવી વાટીને ધૂમપાન અધ્યાયમાં લખેલી રીતે ધૂમપાન કરવું.

### તર્પણ પ્રયોગ કેટલા દિવસસુધી કરવું.

एकाहं वा त्र्यहं वापि पंचाहं चेष्यते परम् ॥

આંખોને તર્પણ કરવાની વિધી, અગાઉ લખેલી રીતે દરરોજ; ત્રિજે દિવસે અથવા પાંચમે દિવસે કરેથી ઉત્તમ જાણવી.

### તર્પણ કરેથી તૃપ્તિ થવાના લક્ષણ.

तर्पणे तृप्तिलिंगानि नेत्रस्येमानि भावयेत् ॥ ६०० ॥ सुखस्वप्नावबोधत्वं वैशद्यं वर्णपाटवम् ॥ निवृत्तिर्व्याधिशांतिश्च क्रियालाघवमेव च ॥ ६०१ ॥

સુખેથી નીદરા આવે; સુખેથી જાગરત થાય, આંખો ચોખ્ખી થઈ તેજ વધે, રોગનો નાશ થાય, ઉઘાડમિંચ કરવાને આંખ હલકી લાગે; ઇત્યાદિક શરીર સુખાકારીના લક્ષણો થાય.

### તર્પણવિધી અતિશે થવાથી લક્ષણ.

अथ साश्रूगुरुस्निग्धं नेत्रं स्यादतितर्पितम् ॥

તર્પણ પ્રયોગે આંખોની તૃપ્તી ઘણી થવાથી, આંખોમાંથી પાણી ઝરે, અને આંખે વજન જણાય.

### તર્પણવિધી થોડી થવાથી લક્ષણ.

रुक्षमस्राविलं रुग्णं नेत्रं स्याद्धीन तर्पितम् ॥ ६०२ ॥

આંખે તર્પણવિધી કરેથી, તૃપ્તી બરાબર ન થઈતો; તેજવિનાના ડોળા દેખાય; અગર લાલરંગે ડોહવાયલા, કે રોગમાં ભરેલા હોય.

## તર્પણવિધી કરેથી આંખો અતિ સ્નિગ્ધ થયેલી અથવા ન થયેલીનો ઉપાય.

रुक्षस्निग्धोपचाराभ्यामेतयोः स्यात्प्रतिक्रिया ॥

તર્પણવિધી કરેથી રોગીની આંખો અતિ સ્નિગ્ધ થવાથી; રૂક્ષ એટલે તેજવિનાની થવાના ઉપાય કરી પરીક્ષા કરવી; તેજવિનાની રૂક્ષ આંખો થવાથી સ્નિગ્ધ થવાના ઉપાય કરવા.

## આંખોના રોગમાટે પુટપાક ઓષડોની વિધી.

अत उर्ध्वं प्रवक्ष्यामि पुटपाकस्य साधनम् ॥ ६०३ ॥ द्वौ बिल्वमात्रौ मांसस्य पिंडौ स्निग्धौ सुपेषितौ ॥ द्रव्याणां बिल्वमात्रं तु द्रवाणां कुडवो मतः ॥ ६०४ ॥ तदेकस्थं समालोड्य पत्रैः सु परिवेष्टितम् ॥ पुटपाकेन तत्पक्का गृह्णीयात्तद्रसं बुधः ॥ ६०५ ॥ तर्पणोक्तविधानेन यथावदुपचारयेत् ॥

આઠ તોલા હરણાદિક માંસમાં, ઘી ઈત્યાદિક સ્નેહ મેળવીને ઝીણું વાટવું; ઓષડો લખેલા શૂકા હોયતો ચાર તોલા; દૂધ, પાણી ઈત્યાદિક પાતળી વસ્તું સોલ તોલા; સર્વે એકઠું માંસસાથે મેળવીને ગોળો કરવો. તેઉપર જાંબુ, અથવા આંબા ઈત્યાદિકના પાંત્રા ફરતા વિટાલી, તેઉપર છાણમટોડીનો લેપ કરી. બીજા ખંડમાં અંગરસની વિધી લખેલી રીતે ગોળો બાળીને બહાર કાઢવો, મટોડી અને પાંત્રા છોડી તેનો રસ નિચવી, ઉપર લખેલો તર્પણવિધીનો પ્રયોગ આંખઉપર કરવો.

## પુટપાકો સંબંધી રસના ત્રણ જુદા ભેદો.

दृष्टिमध्ये निषेच्यः स्यान्नित्यमुत्तानशायिनः ॥ ६०६ ॥ स्नेहनो लेखनश्चैव रोपणश्चेति स त्रिधा ॥

પુટપાકસંબંધી રસ, સ્નેહન, લેખન, રોપણ; જુદા જુદા નામે ત્રણ ભેદ છે. તે પ્રયોગ કરવાને રોગીને ચત્તો સુવાડી આંખના ડોલાની વચ્ચે, ઉપલું ઓષડ દરરોજ નાખવું.

## સ્નેહનાદિ ભેદોથી પુટપાકનો ઉપયોગ.

हितः स्निग्धोऽतिरुक्षस्य स्निग्धस्यापि हि लेखनः ॥ ६०७ ॥ दृष्टेर्बलार्थमितरः पित्तासृक्व्रणवातनुत् ॥

રૂક્ષ એટલે ક્ષીણતેજ આંખો હોય, તેને સ્નિગ્ધ પુટપાકનો ઉપયોગ કરવો; સ્નિગ્ધ એટલે તેજદાર આંખોને લેખન પુટપાકનો ઉપયોગ કરવો. લાંબી નજર થવાને અથવા બળ આવવા રોપણ પુટપાકનો ઉપયોગ કરવો. તેજ પુટપાકનો ઉપયોગ કરેથી ખરાબ થયેલી આંખોમાં જે પિત્ત, લોહી, વ્રણ એટલે વિંધવાળો રોગ અને વાયૂકોપ હોયતો તે દૂર થાય છે. તેનો ખુળાસો નિચે શ્લોકોમાં લખેલો છે.

## સ્નેહન પુટપાકની વિધી.

सर्पिर्मांसवसामज्जामेदः स्वाद्वौषधैः कृतः ॥ ६०८ ॥ स्नेहनः पुटपाकस्तु धार्यो द्वे वाक्शते दृशोः ॥

ઘી, હરણાદિ જનાવરનું માંસ, હાડકાં, ચરબી, લોહી; સર્વે મેળવી ઝીણું વાટીને, બીજા ખંડમાં ખંડીચૂર્ણના અધ્યાયમાં લખેલું, કાકોલ્યાદિક ગણના ઓષડોનું ચૂર્ણ, તેમાં મેળવી ગોળો કરી, તેઉપર જાંબુ, આંબા ઈત્યાદિકના પાંત્રા વિટાલી, તેઊપર છાણ મટોડીનો ઠર ચઢાવી, અગ્નિમાં બાફવું; પછી તેઉપરની મટોડી પાંત્રા કાહડી; તેમાંથી રસ આંખઉપર ઉપલી રીતે બસો વાન માત્રાસુધી નિચવવો.

## લેખન પુટપાકની વિધી.

जांगलानां यकृन्मांसैर्लेखनद्रव्यसंयुतैः ॥ ६०९ ॥ कृष्णलोह रजस्ताम्रशंखविद्रुमसिंधुजैः ॥ समुद्रफेनकाशीसस्रोतोजदधिमस्तुभिः ॥ ॥ ६१० ॥ लेखनो वाक्शतं धार्यस्तस्य तावद्विधारणम् ॥

હરણાદિકના કલેજાનું માંસ; લોહચૂર્ણ, તાંબાનું ચૂર્ણ, શંખનુ ચૂર્ણ, પરવાળાનું ચૂર્ણ, સિંધાલૂણ, સમુદ્રફીણનું ચૂર્ણ, હિરાકસીનું ચૂર્ણ, સુરમાનું ચૂર્ણ, બકરીના દૂધનું દહી કરી તેઉપરની તરીમાં, આઠે વસ્તું મેળવીને ઝીણું વાટી ગોળો કરવો, તેને અગાઊ લખેલી રીતે પુટપાક કરી, તેનો રસ એકસો વાનમાત્રાસુધી આંખઉપર ધારણ કરવો; તેને લેખન પુટપાક કહેછે.

## રોપણ પુટપાક.

स्तन्यजांगलमध्वाज्यतिक्तकद्रव्यपाचितः ॥ ६११ ॥ लेखना-

त्रिगुणोधार्यः पुटपाकस्तु रोपणः ॥ वितरेत्तर्पणोक्तां तु क्रियां व्याप त्तिदर्शने ॥ ६१२ ॥

સ્ત્રીયોના થાનનું દૂધ, હરણાદિકનું માંસ, મધ, ઘી, કડું; સર્વે મેળવીને અગાઊ લખેલી રીતે પુટપાક કરીને, તેનો રસ ત્રણસો વાનમાત્રાસુધી નિચવવો; તેને રોપણ પુટપાક કહેછે. પુટપાકની માત્રાપ્રમાણે વિધી કરવા છતાં, વધારે અથવા ઓછી માત્રા થવાથી આંખોને વજન, તેજહિણ ઈત્યાદિક ઉપદ્રવ થાય તો, તર્પણપ્રયોગમાં જે ઉપાય લખેલા છે તે કરવા.

## આંખનો રોગ પાકેથી, અંજન કરવાની વિધી.

अथ संपक्कदोषस्य प्राप्तमंजनमाचरेत्॥ हेमंते शिशिरे चैव मध्यान्हें जनमिष्यते ॥ ६१३ ॥ पूर्वाह्णे चापराह्णे च ग्रीष्मे शरदि चेष्यते॥ वर्षासु नाभ्रे नात्युष्णे वसंते च सदैव हि ॥ ६१४ ॥

આંખોનો રોગ પાકો થવાથી, ઓષડોનું અંજન કરવું પડે તો; આવેલી આંખમાં પાંચ દિવસને અંતરે કરવું; અંજન કરવાની સાધારણ વિધી કરવાને, માગસરથી ફાગણસુધી, હેમંતરૂતું અને શશિરરૂતુંમાં બપોરે અંજન કરવું; અને ગ્રીષ્મરૂતું જેઠથી અશાડમાં; આસોથી કારતકસુધી સરદરૂતુંમાં બપોર થવાની અગાઊ અંજન કરવું. વર્ષારૂતુંમાં વાદલા ઘેરાયલે અથવા અતિ ગર્મી પડવાના વખતે અંજન નહી કરવું. વસંતરૂતુંમાં દિવસે જ્યારે મરજી પડે તે વખતે અંજન કરવું.

## અંજન કરવાનો ભેદ.

लेखनं रोपणं चैव तथा स्यात्स्नेहनांजनम् ॥ लेखनं क्षारतीक्ष्णाम्लरसैरंजनमिष्यते ॥ ६१५ ॥ कषायतिक्तरसयुक् सस्नेहं रोपणं मतम् ॥ मधुरस्नेहसंपन्नमंजनं च प्रसादनम् ॥ ६१६ ॥

લેખન, રોપણ અને સ્નેહન એટલા ભેદોથી અંજન ત્રણ પ્રકારે ગણાય, તેમધ્યે ખારો, તિખ્ખો, ખાટો; ઓષડોનો રસ અંજનમાં હોય તેને લેખનાંજન કહેછે; તુરા, કડવા રસો જે સ્નેહસહિત અંજનમાં હોય તેને રોપણાંજન કહેછે. મિઠા અને મધુર રસોસહિત ઘી ઈત્યાદિક સ્નેહ જેમાં હોય તેને સ્નેહનાંજન કહેછે.

ગોલી ઈત્યાદિક વડીના ભેદોથી ત્રણ પ્રકારે અંજન.

गुटिकारसचूर्णानि त्रिविधान्यंजनानि च ॥ कुर्याच्छलाकयांगुल्या हीनानि च यथोत्तरम् ॥ ६१७ ॥

બાંધેલી ગોળી, રસરૂપદ્રવ્ય પદાર્થોસહિત અંજન, ચૂર્ણ; એવી રીતે ત્રણ પ્રકારે અંજન થાય. તેમાં ગોળીથી, રસરૂપો ગુણે હલકું; રસ રૂપોથી ચૂર્ણ ગુણે હલકું જાણવું; તે અંજનમાં સલી ભરીને અથવા આંગળી ઉપર ચૂર્ણ લઈને આંખમાં ફેરવવી.

અંજન કરવા વિષે લાયેક નહિ તેવા રોગ.

श्रांते प्ररुदिते भीते पीतमद्ये नवज्वरे ॥ अजीर्णे वेगघाते च नांजनं संप्रचक्षते ॥ ६१८ ॥

અતિ મેહન્તે થાકેલો રોગી, રડતો રોગી, બીહક પામેલો, દારૂ પીધેલો, નવ તરેહના તાવ ભરેલો રોગી, અજીર્ણ થયેલાવખતે, પિસાબ ઈત્યાદિક મળનો અટકાવ થયેલા રોગીને; એટલા રોગીને અંજનનો પ્રયોગ કરવો નહી.

અંજન કરવાને ઓષડની ગોળીનું વજન.

हरेणुमात्रां कुर्वीत वर्तिं तीक्ष्णांजने भिषक् ॥ प्रमाणं मध्यमेध्यर्धं द्विगुणं तु मृदौ भवेत् ॥ ६१९ ॥

તીક્ષ્ણ અંજન ઓષડ એટલે અતિ જલદ ચટકો લાગે તેવાની; રેણુંકાબીજ જેટલી અને તેના વજને; જવ જેવી લાંબી ગોળી કરવી; તેમજ ઓષડનું મધ્યમ અંજન કરવાને, દોડ રેણુંકાબીજ જેટલી, ઉપલી રીતે કરવી; મૃદુ અંજન માટે બે રેણુંકાબીજ પ્રમાણે કરવી.

અંજનમાટે ઓષડોના રસોનું વજન.

रसक्रियातूत्तमास्यात्रिविडंगमिता हिता ॥ मध्यमा द्विविडंगा स्याद्धीनात्वेकविडंगिका ॥ ६२० ॥

દ્રવ્યરૂપ અંજન પાતળા રસની માત્રા, ત્રણ વાવડીંગના વજને, આંખમાં નાખેથી ઉત્તમ રસક્રિયા થાય; બે વાવડીંગના વજને નાખેથી મધ્યમ ગણાય; એક વાવડીંગના વજને નાખેથી હીનરસ ક્રીયા થાય.

### વૈરેચન અંજનો વિષે ચૂર્ણોનું વજન.

वैरेचनिकचूर्णं तु द्विशलाकं विधीयते ॥ मृदौ तु त्रिशलाकं स्याच्चतस्रः स्नेहिकेंजने ॥ ६२१ ॥

જે ઓષડનું અંજન કરેથી, આંખમાંનું ઘણુંક પાણી ઝરે, તેને વૈરેચનિક કહેછે. તે ઓષડના ચૂર્ણ કે અંજનમાં સળી બે વખતે ભરી, આંખમાં ફેરવીને ખેંચવી; મૃદુ ઓષડોનું ચૂર્ણ કે અંજનમાં ત્રણ ત્રણ વખતે સળી ભરી આંખમાં ફેરવીને ખેંચવી; ઘી ઇત્યાદિક સ્નેહ અને પદાર્થ ત્રણે સહિત અંજન હોય તો, સળીને ચચાર વખતે ઓષડમાં ભરીને, આંખમાં ફેરવીને ખેંચવી.

### સળી બનાવવાંની વિધી અને તેનું વજન.

मुखयोः कुंठिता श्लक्ष्णा शलाकाऽष्टांगुलोन्मिता ॥ अश्मजा धातुजा वा स्यात्कलायपरिमंडला ॥ ६२२ ॥

આંખમાં અંજન કરવાને સળી પથ્થર, અથવા સોના ઇત્યાદિક ધાતુની, આંઠ આંગળ લાંબી વટાણાના દાણા જેટલી જાડી, ગોળાકારે ઘણીજ સફાઇદાર બેહું છેડાસુધી સુવાળી કરવી.

### લેખણાદિક ઓષડોમાટે સળી.

ताम्रलोहाश्मसंजाता शलाका लेखने मता ॥ सुवर्णरजतोद्भूता शलाका स्नेहने मता ॥ ६२३ ॥ अंगुली च मृदुत्वेन कथिता रोपणे बुधैः ॥

લેખન અંજનોમાટે તાંબાની અથવા લોહડાની કે પટથરની સળીનો ઉપયોગ કરવો; સ્નેહન અંજનોમાટે સોના અથવા રૂપાની સળીનો ઉપયોગ કરવો; રોપણ અંજનો સુંવાળુ હોય માટે તેમાં આંગળી ભરીને આંખમાં અંજન કરવું.

### અંજન કરવાનો વખત અને તેની રીત.

सायं प्रातर्वांजनं स्यात्तत्सदा नैव कारयेत् ॥ ६२४ ॥ नातिशीतोष्णवाताभ्रवेलायां संप्रशस्यते ॥ कृष्णभागादधः कुर्यादपांगं यावदंजनम् ॥ ६२५ ॥

સવારના પરોઢીયે અને સાંજના થંડકના વખતે, આંખોના ડોળાની સર્વ ધારને લાગે તેવીરીતે અંજન કરવું; ગર્મીકે ફુકાતો વાયુ, વાદળા ઘેરાયલા ઈત્યાદિક વખતે અંજન કરવું નહી.

**ચંદ્રોદયા વર્તિ નામે અંજનની ગોળી.**

शंखनाभिर्विभीतस्य मज्जा पथ्या मनःशिला ॥ पिप्पली मैरिचं कुष्ठं वचा चेति समांशकम् ॥ ६२६ ॥ छागीक्षीरेण संपिष्य वर्त्ति कुर्याद्यवोन्मिताम् ॥ हरेणुमात्रां संघृष्य जलैः कुर्याद्यथांजनम्॥६२७॥ तिमिरं मांसवृद्धिं च काचं पटलमर्बुदम् ॥ रात्र्यंधं वार्षिकं पुष्पं वर्तिश्चंद्रोदया जयेत् ॥ ६२८ ॥

શંખનાભિ એટલે શંખવચ્ચેનો ગર, બેહડાના ઠળીયાની મીજ, સૂરવારી હરડે, મનશીળ, પિપર, મરી, કોષ્ટ, ઘોડાવજ; આઠ ઓષડો સરખે વજનેનું ચૂર્ણ બકરીના દૂધમાં ઝીણું ખલીને, જવપ્રમાણે ગોળી લાંબી કરવી, તેને ચંદ્રોદયાવર્તિ કહેછે. તે એક ગોળી રેણુકાબીજ જેટલાં, પાણીમાં ઘસીને આંખમાં અંજન કરવું. તેથી તિમિર એટલે ડોલા ચકરવકર થાય તે, માંસવૃદ્ધિ ડોળામાં માસનો વધારો થાય તે, કાચબિંદુ મોતીયા, પડળ, અર્બુદ નાસૂરની ગાંઠ, રાત આંધળા, એક વર્ષનું પડેલું ફુલ એટલા રોગ દૂર થાય.

**આંખે ફુલા, છારી, ઝાખ ઈત્યાદિક રોગોઉપર લેખનવર્તિ.**

पलाशपुष्पस्वरसैर्बहुशः परिभाविता ॥ करंजबीजवर्तिस्तु शुक्रादीन् शस्त्रवल्लिखेत् ॥ ६२९॥

કેશુડા ફુલનો રસ કાઢી, કરંજબીજના, ચૂર્ણઉપર તેના ઘણાક પુટો આપી સુકવવું, પછી તેને ઝીણું ખલીને જવ જેવી લાંબી ગોળી બાંધવી, તેને ગર્મપાણીમાં ઘસી આંખમાં અંજન કરેથી; ફુલા, માંસનો વધારો, છારી ઈત્યાદિક આંખમાં થયેલો રોગ; છરીએથી જેમ રોગ કાપી કાડવાપ્રમાણે દૂર થાય.

**બીજી રીતે.**

समुद्रफेनसिंधूत्थशंखदक्षांडवल्कलैः ॥ शिग्रुबीजयुतैर्वर्त्तिः शुक्रादीन् शस्त्रवल्लिखेत् ॥ ६३० ॥

સમુદ્રફીણ, સિંધાલૂણ, શંખભસ્મ, મરઘીના ઇંડાની છાલ, શેકટાનાં બીજ; પાંચ ઓષડો સરખે વજને ચૂર્ણ કરી, પાણીમાં ઝીણું ખલીને લાંબી ગોળી બાંધવી; તે ગોળી ગર્મપાણીમાં ઘસીને આંખમાં આંજવાથી, ઉપલી રીતે રોગો દૂર થાય.

## ફુલા દૂર થવાને લેખની દંતવર્તિ.

दंतैर्दंतिवराहोष्ट्रगोहयाजखरोद्भवैः ॥ शंखमुक्तांभोधिफेनयुतैः सर्वैर्विचूर्णितैः ॥६३१॥ दंतवर्तिः कृता श्लक्ष्णा शुक्राणां नाशिनी परा॥

હાથી, ડુંક્કર, ઉંટ, બળદ, ઘોડો, બકરા, ગધે; એટલા જનાવરના દાંત, શંખ, મોતી, સમુદ્રફીણ; એ દસ જણસોનું ચૂર્ણ કરી, પાણીમાં ખલીને જવ જેવી ગોળી બાંધવી; તેને દંતવર્તિ કહેછે. તે ગોળી ગર્મપાણીમાં ઘસીને, આંખમાં અંજન કરેથી ઉપલો રોગ દૂર થાય.

## તંદ્રા દૂર થવાને લેખની વર્તિ.

नीलोत्पलं शिग्रुबीजं नागकेसरकं तथा ॥ ६३२ ॥ एतत्कल्कैः कृता वर्तिरतितंद्रां विनाशयेत् ॥

લિલાકમળ, શેંકટાના બીજ, નાગરકેસર; ત્રણે ઓષડો સરખે વજને લઈ, પાણીમાં ખલીને લાંબી ગોળી બાંધવી; તે ગોળી ગર્મપાણીમાં ઘસીને અંજન કરેથી; શરીરે થાકોટો, સુસતી, આંખે ઝાંખ, છારી ઈત્યાદિક રોગ દૂર થાય.

## આંખોના રોગમાટે રોપણી કુસુમિકાવર્તિ.

तिलपुष्पाण्यशीतिः स्युः षष्टिसंख्या कणाकणाः ॥ ६३३ ॥ जातीकुसुमपंचाशन्मरिचानि च षोडश ॥ सूक्ष्मं पिष्ट्वा जले वर्तिः कृता कुसुमिकाभिधा ॥ ६३४ ॥ तिमिरार्जुनशुक्राणां नाशिनी मांसवृद्धित्द्वत् ॥ एतस्याश्चांजने मात्रा प्रोक्ता सार्द्धहरेणुका ॥ ६३५ ॥

તલના ફુલ ૮૦; પિપરમધ્યેના દાણા ૬૦, જાઈના ફુલ ૫૦, કાળામરી સોળ; ત્રણેનું ચૂર્ણ કરીને પાણીમાં ખલી લાંબી ગોળી કરવી; તેને કુસુમિકાવર્તિ કહે છે. તેમાંની ૧ ગોળી દોડ રેણુંકાબીજ, જેટલા ગર્મપાણીમાં ઘસીને અંજન કરેથી; ચકરવકર થતા ડોલાનો તિમિરરોગ,

આંખનાં સફેદ ડોળાઉપર થતો અર્જુનરોગ, ફુલા, ડોળાઉપર માંસનો વધારો; એટલા રોગ દૂર થાય.

### શત આંધળાનો રોગ દૂર થવાને વર્તિ.

रसांजनं हरिद्रे द्वे मालती निंबपल्लवाः ॥ गोशकृद्रससंयुक्ता वर्तिर्नक्तांध्यनाशिनी ॥ ६३६ ॥

દારૂહલદને બકરીના દૂધમાં ઉકાળી માવો કરવો તે રસાંજન, દારૂહલદ, હલદ, ચંબેલીનો પાલો; પાંચ વસ્તું સરખે વજને ગાયના છાણના રસમાં ઝીણું ખલીને લાંબી ગોળી બાંધવી, તે ગોળી ગાયના મૂત્રમાં અથવા ગર્મપાણી સાથે ઘસીને અંજન કરેથી ઉપલો રોગ દૂર થાય.

### પાણી ઝરતી આંખ અને વાયુ, લોહીવિકારઉપર સ્નેહવર્તિ.

धात्र्यक्षपथ्याबीजानि एक द्वित्रिगुणानि च ॥ पिष्ट्वा वर्तिं जलैः कुर्यादंजनं द्विहरेणुकम् ॥ ६३७ ॥ नेत्रस्रावं हरत्याशु वातरक्तरुजं तथा ॥

આંમળાના ઠલીયાની મીજ એક ભાગ, બેહડાના ઠલીયાની મીજ બે ભાગ, હરડાના ઠલીયાની મીજ ત્રણ ભાગ; એ ત્રણેનો મગજ, પાણીમાં ઝીણો વાટી લાંબી ગોળી બાંધવી. તેમાંની એક ગોળીને, બે ટીપાં ગર્મપાણીમાં ઘસીને, આંખમાં અંજન કરેથી ઉપલા રોગ દૂર થાય.

### રસક્રિયા.

तुत्थमाक्षिकसिंधूत्थसिता शंखमनःशिला ॥ ६३८ ॥ गैरिकोदधिफेनं च मरिचं चेति चूर्णयेत् ॥ संयोज्य मधुना कुर्यादंजनार्थं रसक्रियाम् ॥ ६३९ ॥ वर्त्मरोगार्मतिमिरकाचशुक्रहरा पराम् ॥

મોરથુથું; સોનામુખ્ખીનો કાંકરો, સિંધાલૂણ, ખડીશાકર, શંખ, મનશીલ, ગેરૂ, સમુદ્રફીણ, મરી; નવ ઓષડો સરખે વજને ચૂર્ણ કરી, મધમાં કાલવીને આંખમાં અંજન કરેથી; પાંપણમાં થતો રોગ, ડોળાને થતો અર્મરોગ, મોતીયા, ફુલાનો રોગ દૂર થાય.

### ફુલા પડેલાઉપર રસક્રિયા.

वटक्षीरेण संयुक्तो मुख्यः कर्पूरजः कणः ॥ ६४० ॥ क्षिप्रमंजनतो हंति कुसुमं च द्विमासिकम् ॥

વડના દૂધમાં કપૂર ખલીને આંખમાં અંજન કરેથી; બે મહિના અગાઊ પડેલું ફુલું દૂર થાય.

### ઘણી ઉંઘ આવતી હોય તેઉપર લેખની રસક્રિયા.

क्षौद्राश्वलालासंघृष्टैर्मरिचैर्नेत्रमंजयेत् ॥ ६४१ ॥ अतिनिद्रा शमंयाति तमः सूर्योदयादिव ॥

મધ, અને ઘોડાના મુખની લાળ; એહુમાં મરી ઝીણા ખલીને અંજન કરેથી; જેમ સૂર્યના પ્રકાશે અજવાળુ થાય છે; તેમ ઉંઘ દૂર થાય.

### આંખે ઝાંક અથવા આવતા અંધારા દૂર થવાને રસક્રિયા.

जातीपुष्पं प्रवालं च मरिचं कटुकी वचा ॥ ६४२ ॥ सैंधवं बस्तमूत्रेण पिष्टं तंद्राघ्नमंजनम् ॥

જાઈના ફુલ. અને તેની કળી કે દાણા. મરી, કડું, ઘોડાવજ, સિંધાલાગ; છ જણસો સરખે વજને લઈ, બકરાના મૂત્રમાં ઝીણું ખલીને; અંજન કરેથી ઉપલા રોગ દૂર થાય.

### સન્નિપાતાદિક રોગઉપર રસક્રિયા.

शिरीषबीजगोमूत्रकृष्णामरिचसैंधवैः ॥६४३॥ अंजनं स्यात्प्रबोधाय सरसोनशिलावचैः ॥

સરશિ. પિપર, મરિ, સિંધાલૂણ, લસણ, મનશીલ, ઘોડાવજ; સાત ઓષડો સરખે વજને લઈ, ગાયના મૂત્રમાં ઝીણું ખલીને, બેશૂદ્ધ પડેલા સન્નિપાતરોગીને, આંખમાં અંજન કરેથી શુદ્ધીમાં આવે.

### દાહાદિક બળત્તરઉપર રસક્રિયા.

दार्वी पटोलं मधुकं सनिंबं पद्मकोत्पलम् ॥ ६४४ ॥ प्रपौंडरीकं चैतानि पचेत्तोये चतुर्गुणे ॥ विपाच्य पादशेषं तु शृतं नीत्वा पुनः पचेत् ॥ ६४५ ॥ शीते तस्मिन्मधुसितां दद्यात्पादांशकां नरः ॥ रसक्रियैषा दाहाश्रुरक्तराजरुजो हरेत् ॥ ६४६ ॥

દારૂહલદ, પટોળ, જેઠીમધ, કડવા લિંબડાની છાલ, પદમકાષ્ટ, કમળ, સફેદ કમળ; એ સાત ઓષડો થોડા કુટીને, તેના વજનથી ચોમણુ પાણી નાખી ઉકાળવું, પાણી બળતા ચોઠે હિસ્સે બાકી રેહેવાથી

ગાળી લેવું. તે કાઢો ફરીને ઉકાળી શખ્ત થવાથી ઉતારી થંડો પાડવો. તેમાં ચોથે હિસ્સે મધ અને ખડીસાકર મેળવી અંજન કરેથી. આંખે ખળતર, ઝરતી આંખ, લોહીવીકાર, લાલ થવાનો રોગ દૂર થાય.

**પાપણના બાલ આવવાને, ખજવાળાદિકઉપર રોપણી રસક્રિયા.**

रसांजनं सर्जरसो जातीपुष्पं मनः शिला ॥ समुद्रफेनो लवणं गैरिकं मरिचानि च ॥ ६४७ ॥ एतत्समांशं मधुना पिष्ट्वा प्रक्लिन्नवर्त्मनि ॥ अंजनं क्लेदकंडूघ्नं पक्ष्मणां च प्ररोहणम् ॥ ६४८ ॥

દારૂહલદને બકરીના દૂધમાં ઉકાળી, માવો કરવો તે રસાંજન. રાળ, જાઇના ફુલ, મનશીલ, સમુદ્રફીણ, સિંધાલૂણ, ગેરૂ, મરી; આઠ ઓષડનું ચૂર્ણ કરી, મધમાં ઝીણું ખલીને અંજન આંખમાં કરેથી, પાપણના રોગમાં થતો ઉત્કિલષ્ટરોગ, અને પાપણો ઉલટાઈ જવાનો વર્ત્મરોગ, આંખે ચીકાસ, ખજવાળનો રોગ દૂર થાય; અને પાપણના બાલ ખરી પડેલા હોય તો પાછા આવે.

**તિમિરાદિક રોગોઉપર રોપણી રસક્રિયા.**

गुडूची स्वरसः कर्षः क्षौद्रं स्यान्माषकोन्मितम् ॥ सैंधवं क्षौद्रतुल्यं स्यात्सर्वमेकत्र मर्दयेत् ॥ ६४९ ॥ अंजयेन्नयनं तेन पिल्लार्मतिमिरं जयेत् ॥ काचं कंडूं लिंगनाशं शुक्लकृष्णगतान् रुजः ॥ ६५० ॥

ગુળવેલનો અંગરસ, એક તોલો કાઢીને; તેમાં મધ અને સિંધાલૂણ ત્રણત્રણ વાલને વજને મેળવી, સારી રીતે ખલીને આંખોમાં દરરોજ અંજન કરેથી; ચિપડા ભરાવવાનો રોગ, ડોલા ચકરવકર થવાનો રોગ, મોતીયાનો રોગ, ખજવાળ, ડોલાની પુતળી બગડી અંધાપાનો રોગ, કાળા ને સફેદ ડોળાને થતો રોગ ઈત્યાદિક સર્વે રોગ દૂર થાય.

**અંજનોવિશે પુનર્નવાના અનુપાનો.**

दुग्धेन कंडूं क्षौद्रेण नेत्रस्त्रावं च सर्पिषा ॥ पुष्पं तैलेन तिमिरं कांजिकेन निशांधताम् ॥ ६५१ ॥ पुनर्नवा जयेदाशु भास्करस्तिमिरं यथा ॥

પુનર્નવાને દૂધમાં ઘસી આંખોમાં અંજન કરેથી, ખજવાળનો; મ-

ધમાં ઘસીને અંજન કરેથી ઝરતી આંખોનો; ઘીમાં ઘસી અંજન કરેથી ફુલા પડવાનો; તલના તેલમાં ઘસીને અંજન કરેથી, ચકરવકર ડોળા થવાનો; હળના અધ્યાયમાં લખેલી કાંજીમાં, ઘસીને અંજન કરેથી રાત આંધલાનો; ઈત્યાદિક અનુંપાને અંજન કરેથી સર્વે રોગો દૂર થાય; તેવીષે દ્રષ્ટાંત જેમ સૂર્ય ઉદે થવાથી અંધાર દૂર થાય; તેમ પુનર્નવાને જુદા જુદા અનુપાનમાં અંજન કરેથી. આંખોના સર્વે રોગ તૂર્ત દૂર થાય છે.

## નેત્રસ્રાવોઉપર રોપણી રસક્રિયા.

बब्बूलदलनिःक्राथो लेहीभूतस्तदंजनात् ॥ ६९२ ॥ नेत्रस्रावां जयत्येषो मधुयुक्तो न संशयः ॥

બાવળના પાંત્રાનો અતિ જાડો કાઢો કરી, તેમાં થોડું મધ મેળવી આંખમાં અંજન કરેથી; આંખોમાંથી પાણી ઝરવાનો રોગ દૂર થાય.

## બીજો ઉપાય.

हिज्जलस्य फलं घृष्ट्वा पानीये नित्यमंजनम् ॥ ६९३ ॥ चक्षुः स्रावोपशांत्यर्थं कार्यमेतन्महौषधम् ॥

હિજ્જળસ્ય ફળ કે જળવેતસ, અથવા હિંગણ બેટોના ફળ; પાણીમાં ઘસીને દરરોજ અંજન કરેથી; આંખે ઝરતા પાણીનો રોગ દૂર થાય.

## આંખો ખુશ થવાવિશે સ્નેહની રસક્રિયા.

कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमंजयेत् ॥ ६९४ ॥ ईषत्कर्पूर-सहितं स्मृतं नेत्रप्रसादनम् ॥

કતકસ્યફળ એટલે નિવળી, કે નિર્મલીના ફળ, મધ અને થોડો કપૂર સાથે ઘસી, આંખો ખૂશ થવાને અંજન કરવું.

## શિરોત્પાત નામે ડોળાના રોગોઉપર અંજન.

सर्पिः क्षौद्रं चांजनं स्याच्छिरोत्पातस्य शांतये ॥ ६९५ ॥

શિરોત્પાતનામે રોગના કોપે, આંખના ડોલાની નસોના જાળાને લોહી ચઢી આવે; ડોળા અને મસ્તકે વેદના થાય; તે રોગ દૂર થવાને ઘી અને મધ મેળવી, આંખમાં અંજન કરેથી ઉપલો રોગ દૂર થાય.

### આંધળાપણું દૂર થવાને રસક્રિયા.

कृष्णसर्पवसा शंखः कतकाफलमंजनम् ॥ रसक्रिये यमचिरादंधानां दर्शनप्रदा ॥ ६५६ ॥

કાળાસર્પની ચરબી, શંખ, નિર્મળીના બીજ; ત્રણે ઓષડને ઝીણું ખલી, દરરોજ આંખમાં અંજન કરેથી, જલદી દેખતો થાયછે.

### લેખનચૂર્ણાનું અંજન.

दक्षांडत्वकृशिलाकाचैः शंखचंदनगैरिकैः॥ द्रव्यैरंजनयोगोऽयं पुष्पार्मादिविलेखनः ॥ ६५७ ॥

મુરઘીનાં ઇંડાની છાલ, મનશીલ, સફેદ કાચ, શંખ, સફેદ ચંદન, સોનાગેરૂ; ૭ ઓષડો સરખે વજને ઝીણું ખલીને, આંખોમાં અંજન કરેથી, ફુલા પડેલાનો અને ડોળાને થતો માંસનો વધારો, અથવા માંસાર્માદિક થતો રોગ દૂર થાય.

### રાત આંધળાનો રોગ, દૂર થવાને લેખણ ચૂર્ણાંજન.

कणाछागयकृन्मध्ये पत्कातद्रसपेषिता ॥ अचिराद्धंति नक्तांध्यं तद्वत्सक्षौद्रमूषणम् ॥ ६५८ ॥

બકરાના કલેજાને પિપર, અથવા મરીના ચૂર્ણ સાથે મેળવી ઉકાળવું; પાણી બળતા એક રસ થવાથી, તેમાં મધ મેળવી ઝીણું ખળીને આંખમાં અંજન કરેથી; રાત આંધળાનો રોગ દૂર થાય.

### આંખને ખુજલી કે મોતીયા ઈત્યાદિક રોગ ઉપર લેખન. ચૂર્ણાંજન.

शाणार्धमरिचं द्वौ च पिप्पल्यर्णवफेनयोः ॥ शाणार्धं सैंधवं शाणा नव सौवीरकांजनात् ॥ ६५९ ॥ पिष्टं सुसक्ष्मं चित्रायां चूर्णांजनमिदं शुभम् ॥ कंडूकाचककफार्तानां मलानां च विशोधनम् ॥ ६६० ॥

મરી પાંચ વાલને વજને, પિપર અને સમુદ્રફીણ અર્ધો અર્ધો તોલો; સૂરમો સવાબે તોલા; એ ચાર ઓષડો જે દિવસે, ચિત્રા નક્ષેત્ર હોય તે દિવસે ઝીણું ખલી; આંખમાં અંજન કરેથી; ખુજલી, મોતી-

થાનો રોગ, આંખે કફ કોપ હોયતો દૂર થાય, મળમૂત્રનું શોધન થાય.

## સર્વે નેત્ર રોગ ઉપર મૃદુ ચૂર્ણાંજન.

शिलाया रसकं पिष्ट्वा सम्यगाह्लाव्य वारिणा ॥ गृह्णीयात्तज्जलं सर्वं त्यजेच्चूर्णमधोगतम् ॥ ६६१ ॥ शुष्कं च तज्जलं सर्वं पर्पटीसन्निभं भवेत् ॥ विचूर्ण्य भावयेत्सम्यक् त्रिवेलं त्रिफलारसैः ॥६६२॥ कर्पूरस्य रजस्तत्र दशमांशेन निक्षिपेत् ॥ अंजयेन्नयने तेन सर्वदोषहरं हि तत् ॥ ६६३ ॥ सर्वरोगहरं चूर्णं चक्षुषोः सुखकारि च ॥

કળખાપરીને પથ્થરના ખલમાં અતિશે, ઝીણું ખલી પાણી ભરેલા વાસણમાં, ડોહી તેમાંનું નિતરતું પાણી બીજા વાસણમાં કાઢી લેવું; તેને ફરી ઉકાળી સર્વે પાણી બાળી નાખી, તેનો મેદો તડકે શુકવેથી; પોપડાં બંધાશે એટલે ઝીણું ફરીને ખલી; તેને હરડા, બેહડા, આંમળા દરેક ઉકાળાના ત્રણ ત્રણ પુટો આપી; દરેક વખતે તડકે શુકવીને ખલવું; પછી તેના વજનથી દસમે હિસ્સે કપૂર મેળવી, ફરી ઝીણું ખલીને કાચની શીશીમાં ભરી રાખવું; તેમાંથી દરરોજ રાત્રે અંજન કરેથી, આંખોના સર્વે રોગ દૂર થાય.

## આંખોના સર્વે રોગો ઉપર સૌવીરાંજન.

अग्नितप्तं च सौवीरं निर्षिचेत्त्रिफलारसैः ॥ ६६४ ॥ सप्तवेलं तथा स्तन्यैः स्त्रीणां सिक्तं विचूर्णितम् ॥ अंजयेन्नयने तेन प्रत्यहं चक्षुषोर्हितम् ॥ ६६५ ॥ सर्वानक्षिविकारांस्तु हन्यादेतन्न संशयः ॥

સુરમાને દરેક વખતે અગ્નીમાં તપાવી લાલ થવાથી; તેને હરડે, બેહડા, આંમળાના ઉકાળામાં નાખી થંડો પાડવો. તેવી રીતે સાત વખતે થંડો કરવો. ત્યાર પછી સાત વખતે તપાવીને સ્ત્રીના દૂધમાં થંડુ કરવું. એટલે સુરમો શુદ્ધ થાય, તેને અતિ બારીક ખલીને, આંખમાં અંજન કરેથી સર્વે રોગ દૂર થઈ, આંખોને ફાયદા કારક થાયછે.

## સિસાની સળીને ઓષડોના પૂટો આપી, આંખમાં ફેરવવાની રીત.

त्रिफलाभृंगशुंठीनां रसैस्तद्वच्च सर्पिषा ॥ ६६६ ॥ गोमूत्रमध्व-

जाक्षीरैः सिक्तो नागः प्रतापितः॥ तच्छलाका हरत्येव सर्वान्नेत्रभवान् गदान् ॥६६७॥

સિસુ તપાવી રસ થવાથી; હરડે, બેહડા, આંમળાના ઉકાળામાં નાંખી, પાણુ ઉડે નહી તેમ સાત વખતે થંડુ પાડવું; પછી ભાંગરાના પાંત્રાના અંગરસમાં, શુંઠના કાઢામાં; ઘીમાં; ગાયના મુત્રમાં; મધમાં; બકરીના દૂધમાં; ઉપલી રીતે રસ કરી દરેકમાં, સાત સાત વખતે નાંખી થંડુ કરવું; પછી તેની સફાઈદાર સળી કરી; આંખમાં દરરોજ ફેરવેથી સર્વે રોગ દૂર થાય.

ઉપલી સળીનું અંજન કરેથી પરેહુજ.

गतदोषमपेताश्रु संपश्यन्सम्यगंभासि ॥ प्रक्षाल्याक्षि यथादोषं कार्यं प्रत्यंजनं ततः ॥६६८॥

ઉપલી સિસાની સળીનું આંખમાં અંજન કરેથી; પાણી ઝરી જવા પછી, થંડા પાણી ભરેલા વાસણ સાંભે, રોગીને બેશાડી થંડુ પાણી દેખાડવું; પછી આંખો થંડા પાણીથી ધોઈ નાખવી; ફરી તેસળીએથી અંજન કરવું, તે વીશે વધારે ખુલાસો નિચે શ્લોકોમાં છે.

આંખોમાં રોગ બાકી રહેવાથી નુકસાન.

नवानिर्गतदोषेऽक्षिण धावनं संप्रयोजयेत् ॥ प्रत्यंजनं तीक्ष्णतप्ते नेत्रे चूर्णं प्रसादनम् ॥ ६६९ ॥

આંખોમાંથી પાણી ઝરી સર્વે રોગ નિકળ્યો નહી હોય; તેની અગાઊ પાણીથી આંખો ધોવી નહી; અગર તીક્ષ્ણ અંજનો કરેથી ડોળાને ગર્મી થઈ હોય તો, પાછલ લખેલું પ્રત્યંજન ચૂર્ણનો ઉપયોગ કરવો.

પ્રત્યંજન ચૂર્ણ.

शुद्धे नागे द्रुते तुल्यं शुद्धं सूतं विनिक्षिपेत्॥ कृष्णांजनं तयोस्तुल्यं सर्वमेकत्र चूर्णयेत् ॥ ६७० ॥ दशमांशेन कर्पूरं तस्मिन् चूर्णे प्रदापयेत् ॥ एतत्प्रत्यंजनं नेत्रगदजिन्नयनामृतम् ॥६७१॥

સિસુ તપાવી તેનો રસ નિતારી લવો. પછી સોનું ઇત્યાદિક ધાતુંની શુદ્ધી કરવાને, બીજાખંડમાં તેલ, છાસ, ગાયનું મૂત્ર ઇત્યાદિક લખેલી રીતે, સિસુ શુદ્ધ કરવું; અગર ઉપર સિસાની સળી શુદ્ધ કરવાને વિધી લખેલી છે; તે રીતે શુદ્ધ કરી; તેના વજને શોધેલો પારો તથા બેહુના

વજને તેમાં સુરમો મેળવી, સર્વેને ઝીણું ખલવું; પછી તે સર્વેના વજનથી દસમે હિસ્સે, ભીમસેની કપૂર મેળવી અતિ ઝીણું ખલવું; તેને પ્રત્યંજન ચૂર્ણ કહેછે; તેનું અંજન કરેથી સંપૂર્ણ નેત્ર રોગ દૂર થાયછે. એ ચૂર્ણનું અંજન આંખોને અમૃત જેવું છે.

### સર્પનું ઝેર દૂર થવાને આંખોમાં અંજન.

जयपालस्य मज्जां च भावयेन्निंबुकद्रवैः ॥ एकविंशतिवेलं तत्ततो वर्तिं प्रकल्पयेत् ॥ ६७२ ॥ मनुष्यलालया घृष्ट्वा ततो नेत्रे तयांजयेत् ॥ सर्पदष्टविषं जित्वा संजीवयति मानवम् ॥ ६७३ ॥

જે પાળા ફળના ઠળીઆ મધ્યેની મીજને; લિંબુના રસની એકવીસ ભાવના આપી, ઝીણું ખલી જવ જેવી લાંબી ગોળી કરવી. તેમાંની ગોળી માણસના મુખની લાળમાં ઘસીને આંખમાં અંજન કરેથી, સર્પના ડંખનું ચઢેલું ઝેર; ઉતરીને માણસ હુસીયાર થાય છે.

### આંખોને હથેલીના સેકથી ફાયદો.

भुक्त्वा पाणितलं घृष्ट्वा चक्षुषोर्यदि दीयते ॥ जातरोगा विनश्यंति तिमिराणि तथैव च ॥ ६७४ ॥

જમવા પછી પોતાના બેહુ હાથની હથેલી, એક બીજા સાથે ઘસીને આંખે સેક કરેથી, આંખે તિમિરાદિક રોગ દૂર થાય.

### આંખોને થંડું પાણી છીપવાથી ફાયદો.

शीतांबुपूरितमुखः प्रतिवासरं यः कालत्रयेण नयनद्वितयं जलेन ॥ आसिंचति ध्रुवमसौ न कदाचिदक्षिरोगव्यथाविधुरतां भजते मनुष्यः ॥ ६७५ ॥

આંખો ઉપર થંડા પાણીના કોગળા દરરોજ ત્રણ ત્રણ વખતે કરાવેથી; આંખોને હરયેક રોગ થતો દૂર થાય.

### આ ગ્રંથનો ગુઢાર્થ.

आयुर्वेदसमुद्रस्य गूढार्थमणिसंचयं ॥ ज्ञात्वा कैश्चिद्बुधैस्तैस्तु कृता विविधसंहिताः ॥ ६७६ ॥ किंचिदर्थं ततो नीत्वा कृतेयं संहिता मया ॥ कृपाकटाक्षविक्षेपमस्यां कुर्वंतु साधवः ॥ ६७७ ॥

મહાસમુદ્ર જેવો આયુર્વેદ મોહોટો છે; તેમાં તત્સંબંધી જે મણી સદ્રશ ગૂઢાર્થ; તેમાં ઉત્તમ પ્રકારે ગુપ્ત ગુણો સમાવેળા હોવાથી; અગ્નિ વેશાદિક મુનીવોએ, તેમાંથી અનેક પ્રકારની સંહિતાના ગ્રંથો રચેલા છે, તેનો સારાંશ ગ્રહણ કરીને શારંગધર સંહિતા, નામે આ ગ્રંથ રચેલો છે. તે ઉપર સજ્જન સાધુ જનોએ કૃપાથી નજર કરવી.

### આ ગ્રંથનું ફળ.

विविधगदार्तिदरिद्रनाशिनी या हरिरमणीव करोति योगरत्नैः ॥ विलसतु शार्ङ्गधरस्य संहितेयं कविहृदयेषु सरोजनिर्मलेषु ॥ ६७८॥

આ ગ્રંથના કરેલા સંગ્રહમાં કાઢા, ચૂર્ણો ઈત્યાદિક રત્નોથી; અનેક પ્રકારે તાવ ઈત્યાદિક રોગ તત્સંબંધી, અતિ પીડારૂપ દરિદ્રને દૂર કરનારા, શારંગધર સંહિતામાં ઉપાય લખેલા છે. તે કમળ જેવા નિર્મળ હોવાથી, કવિ હૃદયે સ્થાને જેમ ભવાની સોભા પામછે; તે વિશે દૃષ્ટાંત મહાલક્ષ્મી જેમ અનેક પ્રકારના રત્નોથી ભરપૂર રહી પોતાના ભક્તોનું, દલીદ્ર દૂર કરેછે. તેમ આ ગ્રંથમાં લખેલા ઓષડોના સંગ્રહનો, જે માણસ ઉપયોગ કરેથી તેના સર્વે રોગો દૂર થાયછે.

### કળિયુગમાં માણસોનું આયુષ અને બુદ્ધિ વિશે.

अल्पायुषामल्पधियामिदानीं कृतं समस्तश्रुतिपाठशक्ति ॥ तदत्र युक्तं प्रतिबीजमात्रमभ्यस्यतामात्महितं प्रयत्नात् ॥ ६७९ ॥

કલિયુગમાં માણસોનું આયુષ, બુદ્ધિ અલ્પ હોય; માટે આખા આયુર્વેદનો અભ્યાસ કરવાને સામર્થ ન થાય. તેથી આયુગમાં સર્વે મનુષ્ય જાતે પોતાના આત્માનું સંરક્ષણ કરનારે, યોગ્ય અને સારાંશ રૂપ, એવો જે આ ગ્રંથ મોહટી મેહન્તે રચેલો છે; તેનો અભ્યાસ કરવો.

**इति श्रीदामोदरसूनुशार्ङ्गधरेण विरचितायां संहितायां उत्तरखंडे त्रयोदशोऽध्यायः समाप्तः ॥**



# કર્મવિપાક.

## આગલા જન્મે અથવા આજન્મે કરેલા પાપનું પરિણામે થતા રોગો અને તેના ઉપાય.

૧ બ્રહ્મહત્યાથી રાજયક્ષ્માનો રોગ ઉત્પન્ન થાય; તેનો ઉપાય મૃત્યુંજયનું અનુષ્ઠાન, શિવપૂજા, રોગીના વજને અનાજ ઇત્યાદિકનું દાન, દર-રોજ સોનાનુંદાન, કરવું.

૨ દ્રવ્ય ખેંચી જનાર અથવા ચોરનારને, જમતા ઉઠાડનારને, વિષૂચિકા રોગ થાય; તેણે ગરીબોને જમાડવા.

૩ પોતાના કુળની છોકરીનો સંભોગ કરેથી, અથવા સોનું ચોરનારને, પર્માનો રોગ અગર મૂત્ર કૃચ્છ્ર રોગ થાય; તેણે સોનાનું દાન આપવું.

૪ શિવનું મંદિર ભાગનારે, ધનધાન્ય ખેંચી જનારે અને બીજાનું અપમાન કરનારને, વગર વાંકે કોઇને મારવાથી; પાંડુરોગ અથવા કમળાનો રોગ થાય; તેણે જમીનનું દાન અથવા સાકર પાણીનું સરબત પીવડાવવું.

૫ બીજાને શખ્ત પીડા કીધાથી શોક રોગ થાય; તેણે જાસવતના લાખ ફુલ દેવ ઉપર ચહડાવવા.

૬ જાદુ કરીને, ઓષડ ખવાડીકે ખાઇને ગર્ભપાત કરેથી; પેટમાં જળડર રોગ થાય; તેણે રસ્તામાં પાણીના પરભ બંધાવવા.

૭ જીવહિંસા અગર કોઇની નિંદા કરેથી; નાડીવ્રણ એટલે નાસૂરની ગાંઠો થાય; તેણે ગાયનું દાન કરવું.

૮ બાળકોની હત્યા કરનાર અથવા, વારંવાર ગર્ભ જેનો ટુંટી પડે, વૃદ્ધિ નહી થાય; તેણે દેવ બ્રાહ્મણોની પુજા કરવી.

૯ વિશ્વાસ ઘાત કરનાર, ખરાબ શબ્દો બોલનાર, બીજાના જીવ લે-નાર, વગર વાંકે બંદીખાને નાંખનાર, અદેખાઇ કરનાર, રસ વિક્રય કરનાર, શાસ્ત્રાર્થ અને દેવ દ્વિજ ઉપર દોષ મુકનારને તથા હોમના કુંડ, યાગ, વિવાહ, કુવો, જળાશય, અરણ્ય ઇત્યાદિકનો નાશ કરનારને, તેર પ્રકારે સન્નિપાત રોગો થાય; તેણે પોતાના

શરીરના વજનને સોનું તોલી દાન કરવું. ઘોડાનું દાન, ઉંડા કુવા, તળાવ, દેવળ, ઇત્યાદિક બાંધવા અને લોકોપયોગી ફાલ્ફળ, બિળફળ, આંબાના ઝાડ રસ્તે રસ્તે લગાડવા.

૧૦ મુર્તિ કે દેવસ્થાન ભાગવાથી, ભિક્ષુકની વૃતિ છેદવાથી, નિર્દોષ માણસને ચોર, વ્યભિચારી કહેવાથી; મૂળવ્યાધ. અતિસાર, કારો, શ્વાસ રોગ થાય; તેણે ભૂમિદાન કરવું; અથવા લોકોપયોગી રસ્તે રસ્તે બગીચા કરાવા, દેવળો બાંધવા, સાધુ સંતના મઠ બાંધવા.

૧૧ જમનારે અતિશે ખાધું તેનો જે દ્વેશ કરે, તેને અરૂચિ રોગ થાય; તેણે અન્નાદિકનું દાન કરવું.

૧૨ બીજાને શૂળી ઉપર ચઢાવે, હાથ, પગ, કાન કાપે, આંખો ફોડે, પ્રાણી માત્રને જીવથી મારનારને, સત્તાવીસ પ્રકારના શૂળ રોગ ઉત્પન્ન થાય; તેણે ચોરનો માર્ગ ખૂલ્લો રાખવો; બંદીવાન છોડાવવા, અનેક ફળો, દહી, દૂધ ઇત્યાદિક રસનું દાન કરવું; કુવા, તળાવ, પાણીની નેહર કરાવવી; બ્રાહ્મણને ભોજન કરાવવું, જપ તપ કરાવવાં.

૧૩ બીજાને દુઃખ દેનારને, વિશ્વાસઘાતના મોહટા પાપીને; હેડકી, ખાંસી આફ્રુણ રોગ ઉત્પન્ન થાય. તેણે પ્રદીક્ષણા, ગ્રહની શાંતિ, પ્રાયશ્ચિત ઇત્યાદિક દેવ, ગાયની પુજા કરવી.

૧૪ ગાય, કન્યા, ષડરસ જે વેચે તેને અનેક પ્રકારે વાયુ રોગ થાય; તેણે ગાયનું દાન, મધૂ ઘેનુંના દાનો કરવાં.

૧૫ ઇશ્વર સંબંધી કથા ન સાંભળેથી કર્ણશૂળ થાય; તેણે પંચગવ્ય પીવું.

૧૬ હરયેકનો દ્વેશ કરનાર, દગલબાજી કરનારને ફેફરાનો રોગ થાય; તેણે વાછરડા સાથે કપીલા ગાયનું દાન કરવું.

૧૭ જે કપટથી દેવની ભક્તિ કરેછે, તેને પેટમાં રોગ થાય; તેણે સોનાની દેવમૂર્તિ કરાવી દાન કરવું.

૧૮ વહુ અથવા છોકરી સાથે વ્યભિચાર કરેથી, પિસાબમાં પથરીનો રોગ બંધાય; તેણે તીર્થ જાત્રા કરવી.

૧૯ બીજાનું દ્રવ્ય અને વસ્ત્ર ખેંચી લેવા કે ચોરેથી; આંખોને રોગ થાય; તેણે ચંદ્રાયણ પ્રાયશ્ચિત કરવું.

૨૦ વિપ્ર, ગાય, રાજાને જીવથી મારનારને, ઘર અને જળાશ્ય તોડનારને, પરદ્રવ્ય અને ધનધાન્ય, ગુરૂ, સ્વામીની સ્ત્રી, કુટંબીની સ્ત્રી લઇ જ-

નારને; પાંડુરોગ, શરીર સડો, રાજક્ષય, અતિસાર, પર્મો, પિસાબમાં પથરીનો રોગ, મુત્ર કૃચ્છ્ર, શૂળરોગ, ખાંસી, નાસૂર, એક પછી એક રોગ થાય; તેણે દસ જાતના દાનો એકેક પછી કરવા.

૨૧ નિતકર્મ ન કરેથી, શરીર અશૂદ્ધ રાખેથી; સંગ્રહણીરોગ થાય, બીજાને ખરાબ શબ્દો બોલેથી, ક્ષય રોગ થાય; તે સર્વે રોગો માટે ગાયોનું દાન કરવું.

૨૨ અનેક પ્રકારે ચમત્કારી તાવ આવેથી; દસ દાનો અને ગાયનું દાન કરવું.

૨૩ પાંડુ રોગ અને શરીર સડો થવાથી; ગાયદાન, ભૂમી દાન, સૌવર્ણાદિ કાંચન દાન કરવું.

૨૪ પર્મો, શૂળ, શ્વાસ, ભગંદર માટે સોનાનું દાન.

૨૫ તાવ, ખાંસી, આફ્રણ માટે શિવની પૂજા કરવી.

૨૬ ધોળા વર્ણ, પિનસ રોગ, દાહ જ્વર, ને ગ્રહની શાંતિ કરવી.

૨૭ ઉલટી માટે અન્નદાન. ૨૮ ભંગશાસ રોગને શસ્ત્રદાન કરવું. ૨૯ કોઠાની મંદાગ્નિ માટે અગ્નિની સેવા પૂજાકરવી. ૩૦ પેટમાં ગુલ્મ રોગ માટે કન્યાદાન. ૩૧ પર્મો અને પિસાબમાં પથરીના રોગ માટે નિમકનું દાન. ૩૨ શૂળ રોગ માટે બ્રાહ્મણ ભોજન. ૩૩ રક્ત પિત્તો માટે ઘી અને મધનું દાન. નાસૂરના વર્ણ રોગ માટે પીપળા અથવા ઉબગના ઝાડને પાણી નાખવું, પ્રદીક્ષણા કરવી. ૩૪ સંગ્રહણી અને અતિસાર માટે ચતુર્વિધ મહાદાન કરવું. ૩૫ શરીર સડા માટે ધાતુ પાત્રનું. ૩૬ બહુ મુત્રા રોગ માટે ગળીદાન. ૩૭ નેત્ર રોગો માટે ઘીનું દાન. ૩૮ નાકના રોગ માટે સુગંધી પદાર્થનું. ૩૯ શરીરની ચામડીના રોગ માટે તેલનું. ૪૦ જીભના રોગ માટે ષડ રસ દાન. ૪૧ દાંતના રોગ માટે ઇશ્વર સ્તુતીના સ્તોત્ર પાઠ કરવાં.

## સંસ્કૃત, મરાઠીમાં નામો અથવા ભુળચુકનો ગુજરાતી ખુલાસો; અગર જે વસ્તુ ન મળે કે માફકન આવે તેને બદલે બીજી વસ્તુ વાપરવાનો કોઠો.

### અ

અધ્યાય ૭ માં સર્વે તાવ—સર્વે રોગ.
અતિવિષ—અતિવિદ્, નાગરમોથ.
અર્દિતવાયૂ—મુખને લખવો, મસ્તકે ચઢતો વાયુ.
અભ્રકસત્વ—અભ્રખનો સત્વ, લોહભસ્મ.
અમળતાસ—અમળતાસ, તુર્ષક, આંબોસી, લિંબુનો ભેદ.
અરૂચી—ભૂખમેસીજાય, અભાવ.
અસાણુા—અસાણાનું, અથવા બીબલાનું ઝાડ.
અસાધ્ય—ફાયદો કે સીદ્ધ નથાય.
અષ્ટમૂત્ર—આઠ જાતના મૂત્ર, ગાયનું મૂત્ર.
અહિંસા—અહિંસા, માનકંદ, માયફળ.

### આ

આકડાનું દૂધ—આકડાનું દૂધ અથવા તેના પાંત્રાનો રસ.
આપવી—આપવું.
આમસોળ—ખાટા દાડમ.
આમળ—કાંજી.
આમળ વેતસ—ચુકા કે અંબાડાની ભાજી, આંબો લીંબુનો ભેદ.
આસવ—તાડીમાં ઓષડ બનાવવા અગર અર્કો કાઢવા.
આસગંધ—આસંધ.
આસાણુયા—બીબલાનું ઝાડ.

### ઉ

ઉચકી—હેડકી, દચકીયા.
હુડીણુપુષ્પ—જાસવંતનું ફુલ.
ઉત્પળ—ઉત્પળ, કમળ.

ઉપળસરી—ઉપળસૂળી, શેંબવેલ, કાવળી.
ઉપટસૂળી—ઉપટ સૂલી, કાંટા સરીયો.

ઋ

ઋદ્વંતી—રૂદરવંતી.
ઋદ્ધિ—કુંકરકંદ.
રૂપુ, રૌપ્ય માક્ષિક.—રૂપામખી, રૂપાની ભસ્મ, લોહભસ્મ.
ઋષભક—ઋષભક, વંશલોચન.

એ

એરણુ, મૂળ—અરણીનું ઝાડ, તેનું મૂળ.
એળવાળુક—શંકર, ટીટી.
એળ્યાઓળ—ઓળ, એલીઓ.

અં

અંકોળવૃક્ષ,બીજ—અંકોલનું ઝાડ, તેના બીજ.
અંતઃસંમાર્જન—અજમો.
આંવળી—આંમળાનું, આંબળાનું ઝાડ.

ક

કલ્ક—ચાટણ.
કસ્તુંરી—કસ્તુરી, જાવંત્રી.
કરટવેલ—કંટોળવેલ, કંદ.
કડું જીરૂ—સાહજીરૂ.
કપૂર—કપુર, શુખડ.
કચોરો—કચુરો.
કમળકંદ—કમળકંદ, કમળકાકડી.
કડું પડવળ—કડવા પંડોળા.
કસાડ—કસઇ, કોસ, કાંસ.
કર્ટોળીના મૂળ—કંટોળીના મૂળ.
કળી—સફેદ ધંતુરો, બેહડા ફુળની કળી.
કપિત્યસ્ય—કવઠ, કોઠફળ.
કવઠ, તેનું ફળ—કોઠફળ મરઘીનું ઇંડું.
કડું વંદરાવન—ઇંદરાવણીના ફળ.

કવચ બીજ—કવચીના બીજ, ખાજવણીના.
કલોજી—કળોજી જીરૂ.
કટું ફળ—કાયફળ.
કળલાવી—વચ્ચનાગનાઝાડ.
કપોત પક્ષી—હોલો પક્ષી.
કંચન, કાંચનારક—કંચનનું ઝાડ.
કટકારી—ભોતરિંગણી.
કપુરી શાકવિશેષ—કપૂરકાંચલી.
કંદ—સુરણ ઇત્યાદિક કંદ.
કાસ—ખાંસી, ધોસો.
કાકોળી—આસંધ.
કાશ્મરી—શિવણ, મહવડાનું ઝાડ.
કાવળી—કાહુંડળી, કાંકતુંડી.
કાકડશીંગી—કાકડા શીંગી.
કાંગોણી—માળકાકણી.
કાળો કાન્હેટો—કાળો કાટાસરીઓ.
કાવળી મૂળ—કાકતુંડી, કાહુંડળી.
કાંચનાર—કંચનનું ઝાડ.
કાળી ઉપળસરી—કાળો કાટાસરીઓ.
કાંવડળી મૂળ—ઇંદરાવણીનું મૂળ.
કાપસ્થાચા સરડયા.—કપાશીયા.
કાંકોળ—એલચી, જાવંત્રી.
કાળકૂટ—નાગેઝેર.
કાંતલોહ— તિખ્ખા લોહડાનો કીટ.
કુષ્ટ—ઉપલેટ, કોઢફળ; શરીર સડો.
કુટકી—કડું.
કુડયા મૂળ—ઇંદરજવનું મૂળ.
કુકુટપક્ષી—તિત્તર, પાણીની મરઘી.
કૃષ્ણાગર—કાળો અગર
ક—હોય ત્યાં અથવા, તથા વાંચવું.

કુળ—રાનીકુળ.
કેશર—કેશર, કસુંબાના ફુળ.
કોષ્ઠક, કોષ્ઠ—ઉપલેટ, કોઠફળ.
કોલિસ્તા—એખરો.
કોહોરાટો—કાંટાસરીઓ.

ખ

ખદિરસાર—તિખ્ખા લોહડાનો કીટ.
ખાસી—ડોસો, હુધરસ.
ખારીલવણ—સંચળ.
ખૈરસાલ—ખૈરનો ગર્ભ, કડવો લિંબડો.

ગ

ગેળફળ—મીઢોળ.
ગુળવેલ—ગરોળવેલ.
ગજપિપર—મોહોટી પીપર, પીપળીમૂળ.
ગાંગેરૂ—તોરણ, કાંકડાનું ઝાડ.
ગંધા બિજોરા—બરૂજી.
ગુહેરી કંદ—ગુવારી ઝાડનું મૂળ કે કંદ.

ઘ

ઘઉ—ઘઉ માફક ન આવે તો નાગળીનું ધાન્ય.
ધાયટી ફુલ—મહવડાના ફુલ.

ચ

ચવક—ચવક, પીપળી મૂળ, મરીની વેલ.
ચંદન—ચીતરો વાળો, કપૂર, શુખડ.
ચિત્રક—ચીત્રક મૂળ, જેપાળો, દાતીમૂળ.
ચિકણામૂળ—કાંકસીના મૂળ.
ચિરફળ—કાંગફળ.
ચુક્યા મોરસ, ચુકા—અંબાડાની કે ખાટી ભાજી.
ચાંદવેલ—ભરૂચી ભાજી, ચંદન બટવો.

જ

જગતના રોગ—જરા, ઘડપણના રોગ.

જાયપત્રી—જાવંત્રી, લવંગ.
જીરૂ— જીરૂ, ધાણા.
જીવક—જીવક, ભોયકોહલું.
જયેષ્ટીમધ—જેઠીમધનું, મહવડાનું લાકડું.
જંમ્બીરા—ખાટા લિંબુ.

ઝ

ઝીણા—ડીંગણા.

ટ

ટાંકલી, ટાંકળા—કુવાડીયો.
ટેટૂં—ટેટું, લોધર.

ડ

ડોરલી-મૂળ—ભોય રિંગણીના ફળ. તેના મૂળ.

ઢ

ઢેકણ—માકણ, ખટમલ.

ત

તગર—તગરનું લાકડું, ઉપલેટ.
તંદ્રા—ઘેન, અર્ધુ ભાન
તાળીસપત્ર—તાળીસાના પાંત્રા.
તાળીમ ખાના—એખરો.
ત્રાયમાણ—તરાયમાણ.
ત્રિફળા—હરડે, બેહડા, આંમળા.
ત્રિદોષ—સનિપાતનો રોગ, વાયુ, પિત્ત, કફકોપ.
ત્રિકુટ—સુંઠ, મરી, પિપર.
તીક્ષણ—જળદ, તિખખાસ.
તીવરસા—તિવરનું ઝાડ.
તુવર—તુવરનું અનાજ, કુલઠી.
તુંબરૂ—ચીરફળ, કાળા મરીજેવા દાણા.
તુરઠી—ફટકી.

દ

દરાખ—સુકી કાળી દરાખ, ખીસમીસ, ખજુર, શિવણીના ફળ.

દારૂહળદ—દારૂહલદ, હળદ.
દહી—દુધનું દહી અવથા છાસ.
દાંતીમૂળ—દાંતીમૂળ, જેપાળી મૂળ.
દેવડાંગરી—કુકડવેલ.
દોડલી—તુરીઆ.
દાંતણીમૂળ—જમાલગોટાનું મૂળ.
દ્રોણ પુષ્પી—કુંભાના ફુલ, ઉત્તરણી.
દૂરભળ—પાતળો, તવાયલો.

ધ

ધમાસો—ધમાસો દુરાલભર.

ન

નખલા—નખલા, લવંગ.
નવજવરી—નવો, તુર્તનો આવેલો તાવ.
નાગબળા—નાગબળા ચકરમીંડી, કાંસકી.
નાગચાફા—નાગફેણ જેવા પીળા ફુલ.
નાગરમોથ—ભદ્રમોથ, જટામાસી.
નિળી—ગળી.
નિર્ગુંડ—નઘોડ.
નિર્મળીના બીજ, મૂળ—કટકબીજ કે મૂળ.
નીળોત્પળ—કમોદ ફુલ.
નેત્રવાળો—સુગંધીવાળો.

પ

પત્થરફુલ—પથરફુલ.
પદર રોગ—અરીવોને પિસાબમાર્ગે વેહતોરોગ.
પડવળ—પંડોળું
પદમકાષ્ટ—પદમકાશટ.
પરળની છાલ—જળકનેર.
પાડળીમૂળ—પાંડમૂળ
પાંસુલવણ—સંચળ.
પિત્તનાખવું—કલેજાનું પિત્ત કે માંસ ઉકાળી તેનો રસ.

પિપાક—વિપાક.
પિતપાપડો—ધાસીઓ પિતપાપડો, પળસ પાપડો.
પાળો કો-હેટો—પીળો કાંટાસરીઓ.
પઠવણુ—બાલ, ડાવલા, નવરી.
પિપર—પીપર, મરી.
પૂષ્કરમૂળ—પુશકરમૂળ, ઉપલેટ.
પુનર્નવા—શાટોડી.
પોખ્ખરણીમૂળ—પુશકરમૂળ, એરંડમૂળ.
પસારણી—લજામણી.
પ્રદીપન—વિખભેદ.
પિસોહ્યાનામૂળ—પિળોધંતુરો.
પટોળ—પડોળ.
પ્રાવૃરત—વરશાઋતુ.
પેહલા ખંડના સાતમાં અધ્યાયમાં સર્વે તાવ—સર્વે રોગ.
પેહલા ખંડના સાતમાં અધ્યાયમાં ૩૪ શૂદ્રરોગ—શર્કરાર્બુદ.
પધરા—પથરા.

બ

બકુળ—કળહાર, કમળ.
બકરીનું દૂધ—બકરી, ઘેંડી, ગાયનું દૂધ.
બહી:સંમર્જની—અજમો.
બકાણુલિંબ—બકાણુ લિંબડાના પાંત્રા, કાત્રા હોય તે.
બદામગુળ—મીઠી બદામ.
બાવચ્યા, બાવચી—બાવચીના બીજ, ટાકલાના બીજ.
બાળબેલ—બીલીના ફળ.
બાફ્લ્યા—બહુફળી.
બીજા ખંડના પા. ૧૪૮ માં સ્નુહી ક્ષીરેણં.—ડાડળીના થુવરનું દૂધ.
બ્રહ્મપુત્ર—ભારંગમૂળ, કુંકરકંદ.
બિબલાક—બીબલાનું ઝાડ.
બૃહેતી—મોતરિંગણી.
બોખાડ—ગરમાળો.

બ્યાહાડચા—બેહડા.
બીજા ખંડના પા. ૧૫૨ पातालयन्त्री रसैः—તાણુના વેલાનો રસ.

ભ

ભદ્રમોથ—ભદ્રમોથ, કપૂર.
ભદ્રમુસ્તા—નાગરમોથ.
ભારંગમૂળ—ભારંગમૂળ, રિંગણીમૂળ.
ભિલામો—ભિલામાંફળ, ચીત્રકમૂળ, જે પાળો.
ભૂયઆંવળા—ભોયઆમળા.
ભોંકરી—ગુંડા, શેળવટ, ભોવરી.

મ

મનુંકા—મોહટી સુકી દરાખ.
મધ—રાનીમધ, જુનો ગોળ.
મરી—મરી, લવંગ.
મગ—મગ, મઠ, ધાન્ય.
મસૂર—મસુર અથવા અડદધાન્ય.
મસ્કા—બીજા ખંડના પાના ૯ મળસકે.
મહામેદા—આસંધ.
માકા, માક્યા, માકો—ભાંગરો, જળભાંગરો.
માક્ષિક—સોના ગેરૂ.
માંસપેશી—માંસના લોચા, કાંકરા.
મંડ—આટોળું, ઘણી જાડી રાબ.
મૂર્ચ્છા—બેભાન, સુદ્ધ ન રહે.
મેદો રોગ—માંસ, ચરબી વધેલો, જાડો.
મેષશૃંગી—મરડા શીંગી.
મેદા—જેઠીમધ.
મેશ્રશૃંગી—કાકડા શીંગી.
મેનફળ—મીંઢોળ.
મેહેદી—મેદી રંગનું ઝાડ, પાંત્રા.
મોતી—મોતી, મોતીની છીપ.
મોરવેલ—મોરવેલ, તજ.

य

યથાવરીયા—યથાવરીઆ નામે અનાજ, ચોખા
યેળ વાળુક—શાંકરેટી ફળ.
યુષાવિધિ—કાંજી, ઓસામણની વિધિ.
યવાગૂ—ખીચડી, માવો.

र

રક્તપિત્ત—લોહી ઉકાળો, લોહીનો કાપ.
રક્તચંદન—રતાંજળી, શુખડ, વાળો.
રસાંજન—દારૂહળદ, તેનો બકરીના દુધમા માવો કરવો.
રાસના—રાશના વેલ.
રિંગણી—ભોયરિંગણી, કડવો લિંબડો.
રાની મગ, રાનીઅડદ—અનાજ, આસંધ.
રાનવાંગે—વનવેગણ, ભોયરિંગણી.
રેણુકા બીજ—મેંદીના બીજ.
રોહીસ તૃણ—લધુરોહીસ, રોહીસધાસ.
રૌપ્યમાક્ષિકા—રૂપામખી નામે ઉપધાતુ.

લ

લક્ષમણ—મયૂરશિખા.
લાજરી—સરમાળવેલ.
લેંચી, લાંડગે, કુત્રી—લેચીફળ, કાંટા ભરેલા ગેરૂના રંગે ફળ.
લોધ્રવૃક્ષ—લોધરનું ઝાડ.

વ

વત્સાનાભ—વચ્ચનાગ.
વ્યાપી—લોહીસાથે મળેલું.
વ્યાઘ્રીકંદ—ભોઇ રિંગણીનો કંદ.
વર્ણ—જાત, વિંધ, નાસૂર.
વરધારા—વધારો.
વાધાટીના મૂળ—વાઘેટીના મૂળ.
વાત—વાયૂનો રોગ.
વાયવર્ણા—વાવડીંગ, વાયવરણા.

વાસનવેલ—ગરૂડવેલ, તાણુવેલ.
વાળો—નાગરમોથ, કપૂર.
વારાહીકંદ—ડુકરકંદ.
વાતરક્ત—ગળતકોડ, રક્તપિત્ત, શરીર ઝડો.
વ્યાધી—રોગ.
વિદ્રધી—પાકનો, ઉદ્રની ગાંઠનો, નાસૂરનો રોગ.
વૃક્ષ—ઝાડ.
ત્રિખરા—તલ.
વિષ્ણુકાંતા—વીશનુંકાંતા, ગોકરણી.
વિદારીકંદ—બોઈકોહળું.
વૃદ્ધિ—મહાબળા.
વૈખંડ—ઘોડાવજ, તજ, કોળીજન.
વેતસ—નેતર.
વેળદોડાના દાણા—એલચી દાણા.
વીપરીત—ઉલટું.

શ.

શંખપુષ્પ—શંખાવળીનાંફુળ.
શાંકા—સફેદ દુધલુ.
શિવણ—શીવણ, ગંભારી.
શિરસ—સરશવ.
શુંગક—ઍર.
શેરણી—નામે મૂળ કાળારંગે થાય.
શીંપી—મોતીની છીપ.
શીતકાળ—સરદી, ઠંડીનો વખત.

સ.

સક્તુક—ઍરીભેદ.
સ્નીગ્ધ—ચીકાસ, સુવાળુ, માખણ, ઘી, તેલ.
સપ્તછદ—સાતવિણુ.
સફેદ ઉપળસરી—સફેદ ઉપળસુળી, શંખવેલ.
સરાવ—કોડીઆ.

સફેદ ચંદન—શુખડ, વાળો, કપુર.
સફેદ કોહાટો—સફેદ કાંટાસરીયો.
સફેદ જીરૂ—ખંખાવી જીરૂ.
સરટિ—ગોખરૂ.
શ્વાસ—દમ, આફરૂ.
સાલઈના મુળ—શાવડી.
સાકર—ખડીશાકર, જુનું રાણીમધ.
સાલવણ—રાનીગાંજો.
સાળી—છાલાસાથે ચોખા. ભાત.
સારક—જેપાળો, તુંબરૂ, પીળા મગ.
સાવરીકંદ—શીમળાનો કંદ.
સાતવણ—શાતવણ.
સૂવર્ણમાક્ષિકા—સોનામુખી ઉપધાતું, લોહભસ્મ.
સુંઠ—સૂંઠ, આદુ.
સૂર્યફળ—શુરજફળ.
સોનું—સોના નીકે લોહભસ્મ.
સોંઠી—સુંઠ.
સોરઠી માટી—ફટકી.
સૌગષ્ટિક—કાંસુ.

ક્ષ

ક્ષાર—ખાર, અઘાડાનો ખાર.
ક્ષીર કાકોલી—શતાવરી.

હ.

હરીતકી, હરડે—સુગ્વારી હરડે.
હરણવેલ—હરણવેલ, આસંધ.
હળાહળ—મહાઝેર.
હીરા—તરમ્રણી હીરા.
હરીદ્ર—હળદ, દારૂહળદ.
હસપાદી—હંસપાદી, લાજાળું.
હીગંણબેટ—હીગણબેટ.